# મુક્તિ માળા.

## (મણકો ૧ લો તથા ચોથો)



લેખકઃ–હરિદાસ મહારાજશ્રી શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક.

પ્રકાશકઃ–વૃજલાલ ગોવિંદરામ યાજ્ઞિક. નિ–મોરબી. (કાઠીયાવાડ)

હાલ બાલાજીરોડ—સુરત.

સંવત ૧૯૭૭ મૂલ્ય. ૨-૬-૦

# આશ્રયદાતાઓ.

આ **મુકિતમાળાનો** મણકો ૧ લો તથા ચોથો બહાર પડતાં હેને છપાવવામાં આ સુરત ખાતે શ્રી રામજી મંદીરે મહારાજશ્રીના ચાલતા ચાતુર્માસના હરિકીર્તનમાં સાચી શ્રદ્ધા પૂર્વક ભાગ લેતા ભાવિક ભાઇઓ તથા આસ્તિક બ્હેનોએ યથાશકિત આશ્રય આપી, વિદ્યા દાનનો મહાન પુણ્યમય લાભ લીધો છે. આવું સનાતન ધર્મનું સર્વોત્તમ અને સ્ત્રી પુરૂષોને સ્વધર્મનું સાચું ભાન તેમજ જ્ઞાન આપનાર સાહિત્યનો જેમ બને તેમ વધુ પ્રમાણમાં વિસ્તાર થતો જોવાની અને તેનું કામ કરનાર ઉપદેશકોને આશ્રય આપી, આગળ વધારવાની શુભ આકાંક્ષાવાળા ધર્માત્મા ધનવાનોને ધન્યવાદ ઘટે છે.

---

**સત્ય, શીયળ, જ્ઞાન, નીતિ, ભકિતરસથી** ભરપુર નીચે આપેલાં પરમ બોધક **પુસ્તકો** આજેજ મંગાવો. **દશ ગ્રાહક** કરી આપનારને એક પુસ્તક અર્પણ કરવામાં આવશે.

**હરિદાસ ભકિત વિજય**—ભાગ ૧ લો:–પૂર્વરંગ અને **દ્રષ્ટાંતો** સહિત. ત્રણ આખ્યાનનું અલૌકિક પુસ્તક. કી. ૦–૧૦–૦ વી. પી. જુદુ ( થોડીજ નકલો છે )

**ભજનાનંદ-જ્ઞાનગંગા.** ભકિત રસથી ભરપુર ભજનો તેમજ આધુનિક ઉપદેશથી ભરપુર ગઝલોનો સંગ્રહ. કી. ૦–૬–૦

**મુકિતમાળા.** હરિકીર્તનમાં હમેશાં ગવાતાં સુરસિક પદો તથા ભકિતમય ભજનોનો સંગ્રહ. ૧ થી ચાર મણકા સાથે ખરીદનારને. ૦–૪–૦.

**શ્રી બહુચરાજીનું પ્રાકટ્ય અને પ્રભાવ**—અલૌકિક આખ્યાન. ( છપાય છે. ) ત્રણુસેં વરસ ઉપર ચુંવાળમાં શ્રી બહુચરાજીની સ્થાપના કેવી રીતે થઇ તે સંબંધનો આબેહુબ ઇતિહાસ ( સંગીતમય ) તમામ પૂસ્તકોનું પોષ્ટેજ જુદું સમજવું.

**આજેજ ગ્રાહક થઇ જલદી નામ નોંધાવો.**

મળવાનું ઠેકાણું:—

**હરિકીર્તનકાર મહારાજ શ્રી શિવશંકર ગોવિંદરામ યાજ્ઞિક.**

બાલાજીરોડ—ખડેપાઉ વકીલના ઘર પાસે—ગલીમાં—**સુરત.**

॥ ૐ ॥

तत्सत् परमात्माने नमः

# મુક્તિ માળા

## ( મણકો ૧ લો. )

(૧)

### પ્રભુ પાસે નિત્ય પ્રાર્થના.

મ્હારા સાચા સ્નેહિરે બદરી પતિ બાપલીયા. એ રાગ.

અમને ભક્તિ તમારીરે, દેજો દીન બંધુ સદા; (૨)
એજ અરજી અમારીરે, ધરજો હરિ ધ્યાને સદા—**અમને ભક્તિ.**

અમને **સાચા હરિજનનોરે,** દેજો હરિ સંગ સદા
મારા હૃદય કમળમાંરે, રે'જો ત્હેનો રંગ સદા—**અમને ભક્તિ.**

મ્હારી જીભ તે આપનોરે, જપે પ્રભુ જાપ સદા,
મ્હારે સ્વપ્ને પણ પાપનોરે, પ્રવેશ ન થાયે કદા—**એવી ભક્તિ.**

મારી વાણી તે આપનુંરે, કરે ગુણ ગાન સદા,
પરનિંદા છે પાપનુંરે, કરે નહિ પાન કદા—**એવી ભક્તિ.**

મ્હારી આંખો તે આપનુંરે કરે દર્શન સદા,
દુઃખ ત્રિવિધના તાપનુંરે, મને ક્લેષ નાપે કદા—**એવી ભક્તિ.**

મ્હારૂં મન જ્ઞાન ગંગામાંરે, કરે પ્રભુ સ્નાન સદા,
જ્યાં જ્યાં મન મ્હારૂં જાયેરે, તમારૂં ત્યાં ધ્યાન સદા—**એવી ભક્તિ.**

ખોટા ખ્યાલને ખેદનોરે, કરી નાંખો નાશ સદા,
મ્હારી બુદ્ધિમાં ભેદનોરે, થાયે નહિં વાસ કદા—**એવી ભક્તિ.**

**નંદલાલ નિજાનંદરે,** આપો એજ માગું સદા,
**શિવશંકર** શરણમાંરે, સ્થાપો એજ માગું સદા—**અમને ભક્તિ.**

(૨)

## "સુબોધક સાવરણી"

(વ્હાલાજીના મહિનાનો રાગ)

સાવરણી સુણ સાચે સાચી વાત રે સાવરણી;
તું ગુણવંતી થઇ વિશ્વ વિષે વિખ્યાત શાણી સાવરણી—સુણ.
લોક તણો ઉપકાર કરે બહુ પેરરે સાવરણી,
તેથી તુજને સંઘરતા ઘેરે ઘેર શાણી સાવરણી—સુણ.
દેખાવે તું દીસે ન્હાની બાળરે સાવરણી,
પણ સુધરે તુજ હસ્તીથી મ્હેલ વિશાળ શાણી સાવરણી—સુણ.
કચરો કસ્તર કે ધૂળ સદનમાં થાય રે સાવરણી,
દ્રષ્ટિ સૌ જનની તુજપર તરતજ જાય શાણી સાવરણી—સુણ.
ચોક અગાસી ગોખ ઝરૂખાં માળ રે સાવરણી,
તું ઝપટ ઝપાટી સાફ કરે તત્કાળ શાણી સાવરણી—સુણ.
વસ્તુતઃ જોતાં બહુ ત્હારૂં નહિં મૂલરે સાવરણી,
પણ કામણગારી ત્હારૂં કામ અમૂલ શાણી સાવરણી—સુણ.
સ્ત્રી જાતીથી ઓપે ઘર સંસારે સાવરણી,
ત્યમ તું તુજ ગુણે ગૃહનો થઇ શણગાર શાણી સાવરણી—સુણ.
સ્ત્રી જાતથી બહુ ત્હારો વ્યવહારરે સાવરણી,
તો હિન્દ તણી અબળાને કંઇક સુધાર શાણી સાવરણી—સુણ.
સ્વકર્મનો સુંદરીઓને કર બોધરે સાવરણી,
જો કરે ખરે તુજ સદ્‌ગુણની કોઈ શોધ શાણી સાવરણી—સુણ.

(૩)

## પ્રેમીની પ્રાર્થના.

(સખી પડવાની પણ પ્રીત એ રાગ)

મ્હારા આતમના આધાર અંતરયામીરે
વિશ્વેશ્વર કરજો વ્હાર, કહું શીર નામીરે—મ્હારા
મ્હારા સાચા છો સંગી આપ, અંતરયામીરે,
બુડતાના બેલી છો બાપ, હે બહુ નામીરે—મ્હારા.
કીધા અનંત આપે ઉપકાર, અંતરયામીરે,

આપ્યો ઉત્તમ આ અવતાર, કહું શીર નામીરે—મ્હારા.
મને એવું બળ આપો આપ, હે બહુ નામીરે
જપું પળ પળ આપનો જાપ, અંતરયામીરે—મ્હારા.
મ્હારા વિષયના વેગે વિકાર, જાયે વામીરે,
એવી કરજો કૃપા કીરતાર, કહું શીર નામીરે—મ્હારા
મેલાં ઘેલાં પણ આપનાં દાસ, અંતરયામીરે,
દેજો ચરણ કમળમાં વાસ, કહું શીર નામીરે—મ્હારા.
કદી ભક્તિ ભજનમાં હે નાથ, આવે છે ખામીરે,
નથી આપથી કાંઇ અજાણ, અંતરયામીરે—મ્હારા.
મ્હારા માતા પિતા ભ્રાતા આપ, અંતરયામીરે
ભવતારક ત્રાતા છો આપ, કહું શીર નામીરે—મ્હારા.
મ્હારો આવે જ્યારે અંતકાળ, અંતરયામીરે
દેજો દર્શન દીન દયાળ, કહું શીર નામીરે—મ્હારા.
શ્રી કૃષ્ણ કાપો ભવફંદ, કહું શીર નામીરે
માગું નિત્ય આપો **નિજાનંદ** હે બહુ નામીરે—મ્હારા.

(૪)

## દિવ્ય પ્રેમ

### ભજન—લાવણી

બલીહારી રસીયા ગીરધારી સુંદર શ્યામ હો તજી અમને
મથુરાનાં વાસી આવા ન બનીએજી.
વાંસલડી વાગી એવા ભણકારા વાગેજી.
વ્રજ વાટ લાગે હવે ખારી—સુંદીર શ્યામ હો.
યમુનાનો કાંઠો વ્હાલા તમ વિના અમનેજી,
દુઃખડાં દીએ છે દાડી દાડી—સુંદર શ્યામ.
વ્રંદાવન કેરી શોભા તમ વિના અમનેજી,
અકળાવી દે છે ભુધર ભારી—શ્યામ.
ગોવર્દ્ધન તોળ્યો તમે ટચલી આંગળીએજી.
અમ પર ઢોળ્યા ગીરધારી—સુંદર શ્યામ.
બાઇ **મીરાં** કહે છે વ્હાલા ગીરધરના ગુણજી.
ચરણ કમલ બલીહારી—સુંદર શ્યામ.

(૫)

રાગ—માઢ શીદ કલ્પાવો સતાવો ના જેવો.

અવતારી છો ગીરધારી તમ પરવારી હો સુખકારી સુંદીર શ્યામ
વ્રજનારી સર્વે વિસારી લ્યે છે કુંજ વિહારી નિત્ય તમારૂં નામ.
મધુવનમાં ગૌવનમાં ગોપનમાં મુની જનમાં અંગનમાં દીપો છો આપ
દરશનમાં પરશનમાં મધુરી મુખ લાવનમાં તન મનના ટાળો છો તાપ
—અવતારી.

પાવાથી ગાવાથી સાને સમજાવાથી ન્હાવાથી જમુનાના નીર
ઝટપટ બોલાવાથી વશ કીધાં જાવાથી, ખાવાથી ચોરીને ખીર
—અવતારી.

ખળમાંથી છળમાંથી કળમાંથી જળમાંથી હાથી રાખ્યો હુશીયાર
તળમાંથી થળમાંથી કૌરવનાં દળમાંથી, પાંડવનો ઉદ્ધાર
—અવતારી.

દુઃખ હરવા સુખ કરવા ફરી નહિં અવતરવા, રંકની સુણજો રાવ,
ચિત્ત હરવા કૃત સરવા જમડાથી નહિં ડરવા, ભવ તરવા પિંગલ ભાવ
—અવતારી.

(૬)

## ઇશ્વર એકજ છે.

ભજન—તાલખીમટો.

ભાઈ નામ સમજીને બેસી રહીએ-(૨)
આત્મા ચીની મનમાં મગન થઈ રહીએ--ભાઇ નામ.
રામને રહીમ તમે એક કરી માનજો કૃષ્ણને કરીમ એક કહીએ,
વિષ્ણુ બીસમીલ્લાહમાં ભેદ નથી ભાઈ, અમે અલ્લાહ અલખ
એક લઇએ--ભાઈ નામ.
ઠકુર ગોવિંદ તમે એક કરી માનજો, મૌલા માધવ ગુણ ગાઇએ
હરિ હક્કતાલાનો ભેદ મેં તો જાણ્યો, હવે લક્ષ ચોરાશી માર
શીદ ખાઇએ-ભાઇ નામ.
પરવરદીગાર પરમેશ્વર એક કરી જાણજો, નબી નારાયણ જો જો કહીએ

ચોખા ને ચાવલ પણ ડાંગર એક, એવું સમજે ત્હેના ચેલા થઇને રહીએ—ભાઈ નામ.
બાપુ સાહેબ નામ પાક બીજું નાપાક એવું સમજ્યાવિના કયાં જઈએ
જે જે સાધન કરે ત્હેમાં પડે છે સાંસા અમે બ્રહ્મજળમાં નિત્ય ન્હાઇએ—ભાઈ નામ.

(૭)

## જીવ પોપટને પ્રબોધ.

(ભજન–માઢનોરાહ–લાવણી.)

પોપટ તન પીંજર છે નહિં ત્હારૂં
અંતે ઉડી જવું પરબારૂ—પોપટ.
છે પરનું પણ પરિચયથી તું માની બેઠો મ્હારૂં,
કયાંનો તું કયાંનું આ પિંજર, તે સમજે તો સારૂં—પોપટ.
માંસ રૂધિરમય ને દુર્ગંધી, નરક સમાન નઠારૂં,
તું તેને કાંચનમય માને આવડું શું અંધારૂ—પોપટ
બીજાં જોયાં એવું આપણુ, નામે કેવલ ન્યારૂં,
સર્વ પ્રકારે સાચવ તોપણ, પલમાં છે પડનારૂં—પોપટ
સારાસાર વિચાર કરે તો, ભવસાગરનું બારૂં
**કેશવ** હરિ કારીગર તેનો, વીસરમાં સંભારૂં—પોપટ.

(૮)

## કળિયુગનું કૌતક.

(ભજન–લાવણી)

વાલ્મીક ઓર તુલશી કહ ગયે કલજુગ આવેગા–ટેક.
બેટીકા ધન બાપ ખાયગા, જુલ્મીકા ઘર જાવેગા,
પાંચ બરસકી કન્યા કહીએ, એંશી બરસ ઘર જાવેગા–વાલ્મીક
બમન કે ઘર બકરી કહીએ ધોબી ગૌઆં બાંધેગા,
બ્હેન ભાનજી કબુ ન નોતે, સાલીનોત જમાવેગા–વાલ્મીક.
નીચ બરનઘર હરદમ જાકર હર કોઈ શીશ નમાવેગા,
કહેત કબીરા સુનભાઈ સાધુ, એસા એસા યુગ આવેગા–વાલ્મીક

(૯)

## ભક્તાધીન ભગવાન.

ભજન—લાવણી.

ભક્તિ મહા બળવંતી રે, વ્હાલો વશ થઈ આવે ઘેર—ભક્તિ
ભક્તિને વશ થઇને વ્હાલો, વસીયા ગોકુળ ગામ, (૨)
આહીરડાંને લાડ લડાવ્યાં, એવા સુંદર શ્યામ—ભક્તિ.
વેદ પુરાણ પોકારે હરિનું, પતિત પાવન નામ,
પાંચ પાંડવની સાથે રહીને, સઘળાં કીધાં કામ—ભક્તિ.
અમરીષ તો હેતે અવતરીયા, ભક્તન કેરે ઘેર,
રઘુનાથ પ્રભુ પામ્યા કેરી, એ પૂરવની પેર—ભક્તિ.

(૧૦)

## નામામૃત.

અખંડ ધુન.

ફરી ફરી નહિં મળે અવસર આવો, વૈષ્નવો હરિ ગાવો હરિ ગાવો
તમેહરિ
જેને હરિ ગાયા હરિ ગાયા, એતો અડસઠ તીરથ ન્હાયા જેણે(૨)
જેને હરિ વ્હાલા હરિ વ્હાલા, એતો માનો મોટા ભાગ્યવાળા (૨)
ધન્ય ધન્ય દ્વારકાવાસી કે ડાકોર કીધું છે કાશી—(૨)
ધન્ય ધન્ય ગંગાબાઇની વાળી સવા વાલ થયા વનમાળી (૨)
ધન્ય ધન્ય બોડાણાને ભાવ્યા, દ્વારિકા છોડી ડાકોર આવ્યા (૨)
જેની લગની હરિમાં લાગી, ત્હેની ભવની ભાવઠ ભાગી.
હરિહર એક ગણી જે ગાશે ત્હેનો વાસ વૈકુંઠમાં થાશે.

(૧૧)

## શુદ્ધ ભાવનીજ ભક્તિ કરો.

ભજન—ખીમટો કે લાવણી.

ભાવ છે ભાવ છે ભાવ છેરે, જેને પ્રભુ ભજનમાં ભાવ છે—હાંરે.
ભાવ બરાબર આવેજ જ્યારે, ત્યારે વ્યાપારે વટાવ છેરે—જેને.
તેજ પરમ સુખ પામે પલકમાં, તેનાજ સવળા દાવ છેરે—જેને.

સંસાર સાગરના ભારે તોફાનથી, તેનુંજ પાર થાય નાવ છેરે,
ભાવનીજ ભકિત એક ભાવે ભુદરને, બીજા બધા બહારના બનાવ છેરે,
શિવશંકર હરિ ભજે જે ભાવથી, તેજ રાજાને રાવ છેરે—જેને.

(૧૨)

( રાગ ઉપરનો )

તરશો તરશો તરશો રે હરિ ભજને આ ભવ તરશો હાંરે.
ડર શો ડર શો ડર શો છે, હરિવરને તમે જો વરશો—હાંરે.
ડરશોમાં દુર્જનથી કદીએ, ભાવ ભજનમાં ભરશોરે—હરિ.
કરશોમાં કદી કામના કૂડી, મીથ્યા હુંપદ હરશોરે—હરિ.
પ્રભુને ભજીને પ્રભુમય થાવું, પ્રપંચને પરહરશોરે—હરિ.
હું છું પ્રભુનો ને પ્રભુ મ્હારા, ધ્યાનજ એવું ધરશોરે—હરિ
**શિવશંકર** શ્રીવરને સ્મરતાં, સુખ ધામે સંચરશોરે—હરિ.

(૧૩)

## ભજન–ધનાશ્રી.

(તાલ લાવણી)

જીવ અંતકાળનું ભાતું, શું સાથે લીધું તાતું—ટેક
ગામ ગમતરે બે દીન રહેવા, ભાતું સુંદર થાતું,
અંતકાળ ગામતરે ભાતું, જે લીધું તે ગાતું —જીવ
મરણ મહા ગામતરૂં જાણી, ઝાઝું ભાતું મ્હાતું
તે ભાતું ત્યાં કામ આવશે, તે વિણ પડશે લાતું—જીવ.
અંતકાળ ભાતું મ્હા તું તો, હરિચરણમાં ધાતું
ભજી ભગવાન હરિરસ પીને, જગત સુખ કર જાતું—જીવ

( ૧૪ )

# परोपकाराय सतां विभुतय:

## કવ્વાલી—પહાડી.

જગતનું કલ્યાણ કરવા સંતનો અવતાર છે–ધ્રુવપદ.
શુભ દાન દેવા જ્ઞાનનું, મૂળ માત્ર હરી અજ્ઞાનનું

લોકો તણું તમ ત્વરિત હરવા, સંતનો અવતાર છે—આ જગતનું.
પાપે પીડાતા પ્રાણીઓના, પાપને પરિહારવા (૨)
સહુને સ્વધર્મનું જાણ કરવા, સંતનો અવતાર છે—આ જગતનું.
શમતા ધરી રમતા રહે છે, સંત આ સંસારમાં,
પાખંડ મતના પ્રાણ હરવા, સંતનો અવતાર છે—આ જગતનું.
અનીતિનું મૂળ ઉથાપવાને સત્ય ધર્મને સ્થાપવા
બંધન બધાંએ કાપવાને સંતનો અવતાર છે—આ જગતનું.
જે બ્રહ્મમય આ જગતને, જોતા બધા જીવજંતને,
છે ધન્ય એવા સંતને ભગવંતનો અવતાર છે—આ જગતનું.
માગોજ શિવશંકર સદા, સત્સંગ એવા સંતનો,
ભક્તિ તણા ભંડાર ભરવા, સંતનો અવતાર છે—આ જગતનું.

( ૧૫ )

## 'રટતાં નિરંતર રામને એ રામ રૂપ બની ગઈ'

### ભજન—ઠુમરી.

નાનકડી વહુ રામરામ બોલે રે નાનકડી વહુ રામરામ બોલે.
રામ બોલે ઘુંઘટ ખોલે ધ્યાન ધરીને ડોલે નવ આવે વહુને
તોલે રે—નાનકડી.

પાયે પટોળાં લડબડે વહુ લાજ કરે છે લાંબી
માથે છેડો નાંખી બેઠાં ઠણુકે કલ્લાં કાંબીરે —નાનકડી વહુ.
ડાકલીયા તો ડાક વગાડે ભૂવા ધૂણીને થાકયા.
બધો વધાવો કોઇ ન આવે દોષ કર્મના લાગ્યારે—નાનકડી વહુ.
પરદેશી તો વૈદ્ય તેડાવ્યા ઓષડ આપે ઘોળી
આમાંથી જો સાજી કરે તો, ઘર વખરી કરૂં ઘોળીરે—નાનકડી.
કાશીએથી સાધુ આવ્યા ગુરૂ દક્ષિણા દીધી,
રામ નામના વેદ સુણાવ્યા આપ સરીખી કીધીરે—નાનકડી
રામ નામના વેદ લખાવ્યા લખીયા વાટે ઘાટે,
ગુરૂ પ્રતાપે ગાય અખીરામ વહુ પૂજાણા પાટેરે—નાનકડી.

મણકો ૧ લો સમાપ્ત.

શ્રી કૃષ્ણાર્પણ શિવાર્પણમસ્તુ.

# મુક્તિ માળા

## ( મણકો ચોથો. )

(૧)

### દીનભાવે પ્રભુ પ્રાર્થના.

(અમે ગોવિંદના ગુણ ગાશુ રે રાણાજી એ રાગ.)

હું શરણે હવે છું તારે રે શ્રીહરિ
મને આપ વિના કોણ **તારે** રે શ્રીહરિ—હું શરણે.
મને માયા બહુ વિધ **મારે** રે શ્રીહરિ
છે ઓથ આપની **મારે** રે શ્રીહરિ—હું શરણે
મને કામ ક્રોધ બહુ તાવેરે શ્રીહરિ.
નથી ભજતો તુજને ભાવેરે શ્રીહરિ—હું શરણે.
નથી પાઠ પૂજનમાં પ્રીતિ રે શ્રીહરિ.
નવ રાખી શકું શુભ રીતિરે શ્રીહરિ—હું શરણે.
વળગ્યો છું વિષય વિકારેરે શ્રીહરિ
નવ સમજું સારાસારે રે શ્રીહરિ—હું શરણે.
મારા દોષ ન દીલમાં ધરશોરે શ્રીહરિ
કીંકર પર કરૂણા કરશોરે શ્રીહરિ—હું શરણ.
મને માધવ માર્ગ બતાવોરે શ્રીહરિ.
મને શ્યામ ન આમ સતાવોરે શ્રીહરિ—હું શરણ.
મારા તાપ ત્રિવિધના કાપોરે શ્રીહરિ
મને ચરણ કમલમાં સ્થાપોરે શ્રીહરિ—હું શરણે
**શિવશંકર** સેવક **તારો**રે શ્રીહરિ
આ ભવસાગરથી તારોરે શ્રીહરિ—હું શરણે.



# कैला केशव कीर्तनम्

(૨)

## ( શ્રી હરિના નામની ધૂનો )

હાંરે કૃષ્ણ રામા રામા રામા-હાંરે. ટેક.

મોર મુકુટ પીતાંબર કુંડલ (૨) મોરલીધર ઘનશ્યામારે-કૃષ્ણ.
ભય ભયહારી જય કુંજબિહારી (૨) સુંદર વર સુખધામારે
કૃષ્ણ-હાંરે
રાજીવ લોચન જય મદમોચન જય પ્રભુ પૂરણ કામારે કૃષ્ણ-હાંરે
જય ગોપીજન વલ્લભ વ્હાલા અંતરના અભિરામારે કૃષ્ણ-હાંરે.
જય શિવશંકરના પ્રભુ પ્યારા જય જય અનંત નામારે કૃષ્ણ-હાંરે.

(૩)

ભજ મન પ્યારે સીતારામ (૨) સીતારામ જય સીતારામ-ભજ મન.
ભજ મન પ્યારે રાધા શ્યામ (૨) રાધા શ્યામ જય રાધા શ્યામ
ભજ મન.
ભજ મન પ્યારે પૂરણ કામ (૨) પૂરણ કામ પ્રભુ પૂરણ કામ-ભજ મન.
ભજ મન પ્યારે મંગલનામ, મંગલનામ હરિ મંગલધામ-ભજ મન

(૪)

રાધા કૃષ્ણ જય કુંજ બીહારી, ગોપીનાથ ગોવર્ધનધારી-રાધાકૃષ્ણ.
કોમળ કરમાં મોરલી ધારી, ગોકુળમાં ગાયો ચારી-રાધાકૃષ્ણ.
કંસાસુરને નાંખ્યો મારી, કાળી કુબજાને તારી-રાધાકૃષ્ણ..
દુષ્ટ દાનવોને સંહારી, ભક્તકાજ કીધાં ભારી-રાધાકૃષ્ણ.
પાંડવની કીધી રખવાળી, અંત સમે લીધા ઉદ્ધારી—રાધા.
સોળ સહસ્રથી રંગે રમીયા, છતાં ગણાયા બ્રહ્મચારી—રાધા.

(ભૈરવીની ધુન)

રાધા રમણ હરિ ગોવિંદ જયજય, ગોવિંદ જયજય ગોપાલ
જયજય—રાધા.
રમા રમણ હરિ ગોવિંદ જયજય, ગોવિંદ જયજય ગોપાલ
જયજય—રાધા.

ધુન—ધીમેથી ગાવાની.

ગા....વો ગાવો ગીરધારીના ગુણ ગાવો ગીરધારીના ગુણ ગાવો.
આવો આવો અલબેલો ગાઈએ આવો—અલબેલો ગાઈએ આવો
—ગાવો.
ભાવો ભાવો ભજને ભુધરને ભાવો, ભજને ભુધરને ભાવો—ગાવો.
લ્હાવો લ્હાવો શ્રીવરનું શરણું લ્હાવો, શ્રીવરનું શરણું લ્હાવો—ગાવો.
આવો આવો અવસર નહિ આવે આજ્હો, અવસર નહિં આવે
આજ્હો—ગાવો.

(૫)

( સુંદર સાડી લાવજો સારી સારી એ રાગ )

મનુષ્ય અવતાર છે કૃષ્ણ કહીએ, મુક્તિતણું દ્વાર છે કૃષ્ણ કહીએ.
સંકટમય સંસાર છે કૃષ્ણ કહીએ, ભજતાં બેડો પાર છે કૃષ્ણ
કહીએ—મનુષ્ય.
માથે જમનો માર છે કૃષ્ણ કહીએ શાસ્ત્રનો એ સાર છે કૃષ્ણ
કહીએ—મનુષ્ય.
અંતે સહુ નાશ છે કૃષ્ણ કહીએ, ઉદ્ધરવાની આશ છે કૃષ્ણ
કહીએ—મનુષ્ય.

(૬)

( સાર આ સંસારમાં ન જોયો એ રાગ )

પાર આ સંસારનો હું પામ્યો, એક હરિરામ ગુણગાનમાં
પાર આ સંસારનો હું પામ્યો ( ૨ )
વિષય વિકારોને વિષમય માની, મનથી હવે છેક હું વિરામ્યો
—એકહરિ.
રામ રટણથી મારા હ્રદયમાં, રંગ હવે પૂરેપૂરો જામ્યો—એકહરિ.
સાચા સુખની શોધ કરી જ્યારે, દુઃખ તમામ ત્યારે વામ્યો
—એકહરિ.
શિવશંકર હરિકીર્તન કરીને, સાચું કમાવાનું કામ્યો—એકહરિ.

## ॥ મીરાંની રાણા પ્રતિ પ્રાર્થના ॥

(૭)

ભજન—રાગ ગરબીનો—લાવણી.

અમે ગોવિંદના ગુણ ગાશું રે....રાણાજી
અમે ભારે મટી હળવાં થાશું રે....રાણાજી—અમે.
અમે સંત સમાગમ ન્હાશું રે રાણાજી
અમે નિત્ય ગંગામાં ન્હાશું રે રાણાજી—અમે.
અમે પીને હરિરસ પાશું રે રાણાજી
અમે હરિજન જોઇ હરખાશું રે રાણાજી—અમે.
અમે રામ નામ ધન રળશું રે રાણાજી
અમે ભક્તિ ભજનમાં ભળશું રે રાણાજી—અમે.
મને જગસુખ લાગે ખારૂં રે રાણાજી
મને ભજન પ્રભુનું પ્યારૂં રે રાણાજી—અમે.
હરિનામ હીરાના હારોરે રાણાજી
બીજું બધું ખોટું ધારો રે રાણાજી—અમે.
મને ગીરિધર પ્રભુ છે પ્યારો રે રાણાજી
નહિં કરૂં કદાપિ ન્યારો રે રાણાજી—અમે.
આ છે હરિ ભજવાનો **વારો** રે રાણાજી
તમે તન મન પ્રભુપર **વારો** રે રાણાજી—અમે.
નવ ક્રોધ મીરાં પર કરશો રે રાણાજી
હરિ ભજશો તો ભવ તરશો રે રાણાજી—અમે.
ધન્ય ધન્ય મીરાંની કરણી રે, રાણાજી.
શિવશંકર શું શકે વરણી રે રાણાજી.

### ॥ અમોને સત્ય પ્યારૂં છે. ॥

सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्न ब्रूयात् सत्यम प्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मं सनातनः ॥ मनु.

(ગજલ)

નથી ધન ધામની પરવા, અમોને સત્ય પ્યારૂં છે,
નથી આરામની પરવા, અમોને સત્ય પ્યારૂં છે—નથી.

નથી સન્માનની પરવા, નથી કંઈ માનની પરવા,
નથી આ પ્રાણની પરવા, અમોને સત્ય પ્યારૂં છે—નથી.
કરીશું સત્યની સેવા, જમીશું સત્યના મેવા,
ભલે માનો ગમે તેવા, અમોને સત્ય પ્યારૂં છે—નથી.
અમોને શાંતિ દેનારૂં, અમારી ભ્રાંતિ હરનારૂં,
અમારૂં મોક્ષનું બારૂં, અમોને સત્ય પ્યારૂં છે—નથી.
ભલે દુઃખ સામટાં આપો, ભલે માથું કદી કાપો,
જપીશું સત્યના જાપો, અમોને સત્ય પ્યારૂં છે—નથી.
સમર્પણ સત્યના ચરણે, અમે સર્વસ્વ કીધું છે,
પરમ દૈવત અમારૂં છે, અમોને સત્ય પ્યારૂં છે—નથી.
નિજાનંદેજ અનુસરશું, અમો એક સત્યને વરશું
અમારૂં કૃત્ય ન્યારૂં છે, અમોને સત્ય પ્યારૂં છે.

॥ सत्यान्नास्तिपरोधर्मः ॥

---

## ॥ विष्णोर्पदं निर्भयम् ॥

(૮)

**ભલે રાજા કદી રૂઠે, નથી ડરતા હરિદાસો**
અગર દુનિયા બધી રૂઠે, નથી ડરતા હરિદાસો—ભલે.
પ્રભુના જે બનેલા છે, વિભુને જે વરેલાઇ,
માલિકને જે મળેલા છે, નથી ડરતા હરિદાસો—ભલે.
નથી જયાં જૂઠનું નામે, નથી જયાં ક્રોધ કે કામે,
સદા મસ્તી પ્રભુ નામે, નથી ડરતા હરિદાસો—ભલે.
નથી જયાં દેહની પરવા, નથી જયાં ગેહની પરવા,
કરે સંદેહ શું કરવા, નથી ડરતા હરિદાસો—ભલે.
શીરે ધાર્યા ધણી સાચા, પડે ના તે કદી પાછા,
વિચારી વેદની વાચા, નથી ડરતા હરિદાસો—ભલે,
નિજાનંદેજ અનુરાગી, લગન જેને ખરી લાગી,
હૃદયમાં વાંસળી વાગી નથી ડરતા હરિદાસો.

---

## ॥ ભાવના ભુખ્યા ભક્તજનોને ॥

(૯)

ગઝલ.

પ્રભુને પ્રાણથી પ્યારા, પધારો આ મહુલીમાં,
પધારો આ મહુલીમાં, થઇને સ્નેહની ગલીમાં—પ્રભુને.
હૃદયની કામના મીઠી, પ્રભુની મૂર્તિઓ દીઠી,
સર્વ છો રત્નની વીંટી, ધારવા યોગ્ય અંગુલીમાં—પ્રભુને.
કરૂં આતિથ્ય હરખીને, નહિ પકવાન્ન પીરસીને,
હૃદયનો ભાવ નીરખીને, થજો સહુ રાજી થુલીમાં—પ્રભુને
ન પાત્રો ચાંદી સોનાનાં, કંઇ પ્રસાદ દેવાનાં,
હૃદયમાં થઇ સૌ દાના, સ્વીકારી લો દડુલીમાં—પ્રભુને
નથી તકીયા અને ગાદી, નથી આરસતણી લાદી,
મળે જાજમ ન પણ સાદી, રીઝાજો બેસી ધૂલીમાં—પ્રભુને
પીવાને પાણી મુજ વ્હાલા, નથી રમણીય કંઇ પ્યાલા,
ભાવને નીરખવા વાળા, પીજો માટીની ધડૂલીમાં—પ્રભુને
તમારે યોગ્ય તો કાંઇ, કદી આતિથ્ય થયું નાહીં,
તથાપિ પ્રેમથી ભાઇ, ચરૂ માનો ઘડુલીમાં—પ્રભુને
હૃદય ઔદાર્ય દર્શાવી, સ્નેહનું નીર વર્ષાવી,
સ્વલ્પમાં પૂર્ણતા લાવી, સ્વીકારો સિંધુ અંજલીમાં—પ્રભુને

"હરિ ૐ વન્દેમાતરમ્."

**આદર્શ માતાનો બાલમૂર્તિ ઉપદેશ** જયસચ્ચિદાનંદ.

(રાગ પુનમ ચાંદનીના જેવો.)

(૧૦)

બેટા શુદ્ધ થયો તું, બુદ્ધ, નિરંજન આ દિનેરે
તારૂં મધુર સ્વરૂપ છે વિમલ પ્રભુ અવતાર.
તારી હૃદય ગુહામાં ૐ પ્રણવ ઝંકારતોરે ! !
બેટા ખૂબ ભમ્યો તું, ભવસાગરના માર્ગમાંરે,
કિન્તુ સદાચરણના પાનથકી ઉદ્ધાર.
પામ્યો કુલપતિ જે મનુષ્યના અવતારમાંરે.
બેટા સમજી—જાજો—ભવ અટવીના પાન્થનેરે

જેમાં કામ ક્રોધના ભયપ્રદ કંટક હોય.
જે તો નિત્ય નિરંજન આશ્રયથી છેદાય છેરે,
બેટા જો, જો, અહીંઆ કોટી-મનુજો દૂખમાં છે.
ભૂલી ભવસાગરમાં અંધારે ભટકાય,
એવા દીન બંધુને જ્ઞાન પ્રકાશે તારજોરે.
બેટા આર્યભૂમિના-વીર ઘણા બલવાન છેરે.
જેના અંતર પ્રેમી ઢળી પૂજે ભગવાન,
એવા ઋષિમૂનિના મંજૂલ મનનો તૂં થજેરે.
બેટા વન્દ્ય ભૂમિની આર્ય શિરોમણી માતૃઓ છે,
જેઓ અધઃપતનના માર્ગમહીં અથડાય,
જાગી કરજોડીને માતૃ-પૂજોને જ્ઞાનથીરે.
બેટા શુદ્ધ પાત્રમાં સ્નાન કર્યું છે. ત્હેં ઘણુંરે,
નિર્મળ જ્ઞાની પ્રેમીના જુથ મહીં રમતાય.
બોલો પ્રેમી સ્વરેથી ૐ તણા શૂર વાદ્યનેરે ! !
બેટા બાલ્ય સુધાના અમિઝરણા વરસી રહ્યાં છે,
જેથી મૃદુ હૃદયમાં મંદ ધ્વનિ પ્રસરાય.
સોહં સ્વરૂપ લતામાં વન્દ્ય પુષ્પ ઉગતાં દીસેરે ! !
બેટા તૂજ ભ્રૂભંગે ત્રીભંગ જનની વિલસેરે,
સુરતાનીલથી ડોલે હૃદય પુષ્પના છોડ.
જેની ડાળ ચઢી છે દીવ્યજ્યોતિની સારિકારે ! !
બેટા અનુપમ-રૂપથી ભવભય વામો પ્રેમથીરે,
જેથી ધૂમ્ર મૂક્ત થઈ મંગળ તેજે જવાય.
શાંતિ દાન્તા થઈને, ઉર કરે અજવાળીયુંરે.
બેટા સત્ય ભારતી ચંન્દ્ર ખીલ્યો ઉર :મન્ડલેરે
જેથી કમલાસનના કમલપતિ ઘનશ્યામ.
સરતાં ગગન સમિરે દીવ્યજ્યોતિના અંતરેરે.

॥ માતાર્પણ મસ્તુ ॥ હરિ વન્દેમાતરમ્

---

## સાચો ને સરળ ઉપદેશ.

(૧૧)

( વ્હાલાજીનાં મહિના જેવો )

અભય થવાનો ઉત્તમ મારગ એક છે, સમજીલે
હરિ ભજનમાં જેની સાચી ટેક છે, સમજીલે. --૧
આ કલી કાળે કીર્તન ભકિત સાર છે, સમજીલે.
અવર ઉપાયે એ વિણ નથી ઉદ્ધારરે સમજીલે. -૨
શાણા આ તો સ્વારથીઓ સંસાર છે, સમજીલે
વળી માથે મોટો જમ કિંકરનો માર છે, સમજીલે-૩
ભટકે શું ભાઇ ઠાલો ઠામે ઠામરે, સમજીલે
મળશે નહિં એમાં આ જીવને આરામ રે, સમજીલે-૪
ઘટ ઘટમાં નીરખ એકજ આત્મારામ રે સમજીલે.
ભજીલે એ હરિને હરદમ ધારી હામરે, સમજીલે. -૫
સાચા છે એકજ સંગી સીતારામરે, સમજીલે
પરલોકે અંતે એજ આવશે કામરે, સમજીલે -૬
હરિરામ રટણમાં રસની લૂંટા લૂંટરે સમજીલે.
બીજી બધી વાતે મોટી માથા કૂટરે સમજીલે -૭
ભલે આપે અધમ જન અસુર જેવા ત્રાસરે સમજીલે
પણ અભય સદા શિવશંકર હરિના દાસરે સમજીલે.

---

## वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः

(૧૨)

રાગ કલ્યાણ કે પહાડી.

જલમાં સ્થળમાં નભ મંડળમાં જ્યાં જુઓ ત્યાં રામહિરામા-ટેક
તનમાં મનમાં ચૌદ ભૂવનમાં-જ્યાં જુઓ ત્યાં રામહિરામા.
પાવકને પાષાણ પવનમાં-જ્યાં જુઓ ત્યાં રામહિરામા-જલમાં.
સ્થાવર જંગમ જડ ચેતનમાં જ્યાં જુઓ ત્યાં રામહિરામા.
ગોકુલ મથુરાં વ્રંદાવનમાં જ્યાં જુઓ ત્યાં રામહિરામા-જલમાં.
શૈલ શીખરપર ઘરમાં વનમાં જ્યાં જુઓ ત્યાં રામહિરામા

આદિ અનાદિ અંત મધ્યમાં જ્યાં જુઓ ત્યાં રામહિરામા—
પુરાણ અઢારે ચારે વેદમાં જ્યાં જુઓ ત્યાં રામહિરામા
આગળ પાછળ અંતર માંહે જ્યાં જુઓ ત્યાં રામહિરામા—
શિવશંકર સચરાચર માંહે જ્યાં જુઓ ત્યાં રામહિરામા—
રામ વિના હાલું નથી, માનો એકે હામ
એવું જાણી ના કરો, કદી પાપનું કામ.

---

(૧૩)

આ પદમાં આપેલી ઈશ્વરી આજ્ઞાઓનું, દરેક હરિજનોએ દૃઢ સંકલ્પશાળી થઈ, પાલન કરવું અને બીજાની પાસે પણ કરાવવું.

જે ગાયનમાં હરિગુણ ન મળે એ રાગ. લાવણી.

હરિનું નામ રસાયન સેવે, પણ જો પથ્ય પળાય નહિં
નામ રટણનું ફળ નવ પામે, ને ભવરોગ ટળાય નહિ—૧
પહેલું પથ્ય અસત્ય ન વદવું, નિંદા પરની થાય નહિં
નિજ વખાણ કરવાં નહિ સુણવાં, વ્યસન કશુંય કરાય નહિ—૨
હરિજનને દુભાય ન જરીયે, હરિજન નિંદા થાય નહી,
ખળ આગળ હરિનામ તણાગુણ, ભૂલ્યે પણ વર્ણાય નહિ—૩
હરિહર માંહે ભેદ ગણીને, વિતર્ક વાદ વદાય નહિ,
વેદશાસ્ત્ર આચાર્ય વરોનાં, વચનનો ઉલ્લંઘાય નહિ—૪
નામ તણા-અતુલિત મહિમાને, વ્યર્થ વખાણ મનાય નહિ
છે હરિનામ હવે ડરશો, એમ જાણી પાપ કરાય નહિ—૫
છે હરિનામ હવે ડરશો, એમ નિજ કર્તવ્ય તજાય નહિ
નિજ વર્ણાશ્રમ ધર્મ સાચવી, દુર્જન સંગ સજાય નહિ—૬
પરનારી માતા સમ લેખી, કદી કુદ્રષ્ટિ કરાય નહિ,
ત્યમ પરધન પાષાણ ગણીને, મન અભિલાષ ધરાય નહિ—૭
જીવ સકળ હરિના જાણીને, કશુંએ કષ્ટ અપાય નહિં,
મન વાણી કાયાથી કોઇનું, કિંચિત્ ભૂંડું થાય નહિં—૮
હું હરિનો હરિ છે મમ રક્ષક, એહ ભરોસો જાય નહિ,

જે હરિ કરશે તે મમહિતનું એ નિશ્ચય બદલાય નહિ—૯
ઇતર નામ સરખું સાધારણ હરિનું નામ ગણાય નહિં,
લૌકિક ધર્મો સાથ નામને, કદિએ સરખાવાય નહિ.—૧૦
કર્યું કરૂં છુ ભજન આટલું જ્યાં ત્યાં વાત કરાય નહિ,
હું મોટો મુજને સૌ પૂજે, એ અભિમાન ધરાય નહિ—૧૧
**આ સહુપથ્ય હૃદયમાં રાખે, કદીએ પણ ભુલાય નહિ**
નામ રસાયન સુખથી સેવે, તો તે એળે જાય નહિ—૧૨
સ્વલ્પ સમયમાં સિદ્ધિ મેળવે, ત્યાં સંદેહ જરાય નહિ,
**શ્રી હરિદાસ** તણા સ્વામીને, મળતાં વાર જરાય નહિ—૧૩

---

## ॥ આરતભાવે ઇષ્ટને અભ્યર્થના ॥

(૧૪)

રાગ—સોરઠ અગર આ તો નાજુકડે નાહોલીએ દીલ લોભાવીયુ રે
મારા મન મંદીરની માંહિ, પ્રભુ પધારજો રે,
પ્રભુ પધારજોરે વ્હાલ વધારજોરે—મ્હારા.
માયા ઠગારી મને દુઃખ દે છે, મન મારૂં પલપલ હરી લે છે,
એ માયાની મમતા મારી મારજોરે (૨)—મ્હારા.
ભજન ભુલી ભવમાં ભટકું છું, મિથ્યા અભિમાને અટકું છું,
એ ભૂલાવો મ્હારો નાથ નિવારજોરે (૨)—મ્હારા.
કામ ધામમાં બહુ કુટાયો, લોભ લાલચે બહુ લુંટાયો,
શરણે આપને આવ્યો, શ્યામ સુધારજોરે (૨)—મ્હારા.
અંતકાળના બેલી થાજો, ધરણીધર વ્હારે ઝટ ધાજો,
પ્રેમામૃત પ્રભુ પાજો ધારી પ્યારજોરે (૨)—મ્હારા.
ભક્તિ ભવેભવ દેજો તમારી, એજ પ્રાર્થના પ્રભુ અમારી,
**શિવશંકરને** રોજ હૃદયમાં ધારજોરે, પાર ઉતારજોરે—મ્હારા.

---

શા૦ ચુનીલાલ અમીચંદના ધી સુરત જૈન એ. પ્રીં. પ્રેસમાં
અમૃતલાલ જમીયતરામ મહેતાએ છાપ્યું.
ખપાટીઆ ચકલા—સુરત.